# OE 50 -Stay against Patidar Sarvoday Trust’s Prize Distribution Function / પાટીદાર સર્વોદય ટ્રસ્ટનું ઈનામ વિતરણ કાર્યક્રમ પર સ્ટે

Posted on **06-Jan-2013** by **Real Patidar**

Print this entry

06-Jan-2013

|| Jay Laxminarayan || || જય લક્ષ્મીનારાયણ ||

અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ (એટલે કે કેન્દ્રિય સમાજ) ની માંડવી હોસ્ટેલ પર નિર્માણ સમિતિના અમુક ભાઈઓ દ્વારા માંડવી હોસ્ટેલની મિલકતને અન્ય ટ્રસ્ટ (એટલે પાટીદાર સર્વોદય ટ્રસ્ટ) માં ફેરવવાનું જે કાવતરું કર્યું છે, અને તે કાવતરાના અંગે, તેઓ આજે માંડવી હોસ્ટેલમાં ઈનામ વિતરણ કાર્યક્રમ કરવાના હતા. આ કાર્યક્રમને ચેરિટિ કમિસનારએ રોક લગાડેલ છે. વધુ જાણકારી માટે જુઓ નીચે.



**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ**
**મુખ્ય કાર્યાલય પાટીદાર વિદ્યાર્થી ભવન, નખત્રાણા-કચ્છ પીન-૩૭૦૬૧૫**

**માંડવી છાત્રાલય ખાતે આજરોજ સરસ્વતી સન્માન સમારોહ યોજવા સામે ચેરીટી કમીશ્નર કચેરી-રાજકોટ દ્વારા આપવામાં આવેલ મનાઇ હુકમ**

શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ સંચાલીત માંડવી મુકામે શ્રી લખુભાઇ વિરજી ધોળુ(દુર્ગાપુર) વિદ્યાર્થી છાત્રાલય અને શ્રી નાનજી વિરજી ધોળુ કન્યા છાત્રાયલ ખાતે અભ્યાસ કરતા વિદ્યાર્થીઓનો સરવસ્તી સન્માાન સમારોહ આજ રોજ તા.૬/૧/૨૦૧૩ના રોજ સવારે ૧૦:૦૦ કલાકે માંડવી મધ્યે યોજાનાર છે. માંડવી ખાતે યોજાનાર સરસ્વતી સન્માન સમારોહની આમંત્રણ પત્રિકા પણ પાટીદાર સર્વોદય ટ્રસ્ટના નામે પ્રકાશીત કરી વિતરણ કરવામાં આવેલ છે. ત્યારે આ કાર્યકમ સામે અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ મુખ્ય કાર્યાલય પાટીદાર વિદ્યાર્થી ભવન-નખત્રાણા-કચ્છ દ્વારા પ્રમુખ શ્રી ગંગારામ હિરાલાલ સાંખલા તથા મહામંત્રી માવજીભાઇ કેસરાભાઇ ભગત દ્વારા ચેરીટી કમીશ્નર કચેરી-રાજકોટ ખાતે મનાઇ હુકમની દાદ માંગતી અરજી કરવામાં આવી હતી. જે અંગે તા.૫/૧/૨૦૧૩ ના રોજ સંયુકત ચેરીટી કમીશ્નર કચેરીના ઇ.ચા.સુંયકત ચેરીટી કમીશ્નર શ્રીએ મનાઇ હુકમ પાઠવવામાં આવેલ છે. ઇ.ચા. સંયુકત ચેરીટી કમીશ્નરશ્રી દ્વારા આપવામાં આવેલ મનાઇ હુકમમાં જણાવવામાં આવેલ છે કે


વાદવાળી મીલ્કત ઉપર પાટીદાર સર્વોદય ટ્રસ્ટ-માંડવીના ટ્રસ્ટીઓએ અંગત સ્વાર્થવાળા કાર્યક્રમો કે ટ્રસ્ટ હેતુ વિરૂધ્ધ કે ટ્રસ્ટના હિત વિરૂધ્ધના કાર્યક્રમો ન કરવા પણ સુચના આપવામાં આવે છે. આમ,આજરોજ યોજાનાર માંડવી મધ્યે સરસ્વતી સન્માન સમારોહ યોજવા સામે તથા અન્ય કાર્યક્રમો કરવા સામે પણ મનાઈ હુકમ મળેલ છે ત્યારે આ કાર્યક્રમમાં કોઈ વિદ્યાર્થીઓ કે વાલીઓને અને સમાજના ભાઈઓ બહેનોએ ઉપસ્થીત ન રહેવા આથી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ દ્વારા વિનંતી કરવામાં આવે છે

વિવાદનો નિકાલ થયા પછી સરસ્વતી સન્માનનો કાર્યક્રમ શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજના નેજાથી અગાઉના વર્ષોમાં જે રીતે નિર્માણ સમિતિ દ્વારા કરવામાં આવતો હતો તેજ રીતે કરવામાં આવશે. જેની નોંધ લેવા વિનંતી છે.

**ગંગારામભાઈ હિરાલાલ સાંખલા**
**પ્રમુખ**

**માવજીભાઈ કેશરા ભગત**
**મહામંત્રી**

**શ્રી અખિલ ભારતીય કચ્છ કડવા પાટીદાર સમાજ**

Kutch Mitra, Date 06-Jan-2013
Bhuj Edition, Page 12

આપણી સનાતની સમાજની એકતા ને નુકસાન પોહચડવા વાળા લોકો, જે જેઓ સતપંથીઓનો સાથ લઈને આપણાં બધાજ લોકો સાથે દગો કરી રહ્યા છે, તેવા મવાળોને આ એક મોટો ફટકો છે.

આ પ્રસંગે થયેલ અમુક રસમય કિસ્સાઓ આ પ્રમાણે સાંભળવામાં આવ્યા છે કે જ્યારે શ્રી શિવદાસ ગોવિંદ છાભૈયાને સ્ટે ઓર્ડર ની કોપી આપવા કોઈ ગયું ત્યારે બધી વાત સમજ્યા બાદ ત્યારે સહી કરવાની વારી આવી, ત્યારે તેઓએ નાટક કર્યો. તેમને ખોટા બહાનાની આડ લઈને કહ્યું કે મને દેખાતું નથી. જો તે સાચા હોત, તો શું તેઓ આવો ડોળ કરત? ત્યાર બાદ બીજી ઘટના એવી થઈ માંડવી પોલીસે મંત્રી શ્રી ભાવાનજીભાઈને જણાવી દીધું છે કે આ કાર્યક્રમ તમે નહીં કરી શકો.

જાણવા મળ્યું છે કે આટલું થયા બાદ સમાજ વિરોધી લોકો આખી રાત ચાલ્યા અને પોતાના ખોટા અહમને બચાવવા માટે વ્યુહ ગાડયો અને કે પાટીદાર સર્વોદય ટ્રસ્ટવાળાઓએ ઈનામ વિતરણ કાર્યક્રમ કરેલ છે. તેઓએ ચેરિટિ કમિશ્નરના આદેશનું ઉલ્લંઘન કર્યું છે.

હવે આ લોકો ફરીથી એક વાર કાયદાના ગુનહેગર બન્યા છે. આમાં શિવદાસ ગોવિંદ છાભૈયા જેવા ચતુર માણસો પોતાના બચાવ માટે કોઈક છટક બારી શોધી રાખેલ હશે… અને અટકશે શ્રી લધા વિશ્રામ પોકાર જેવા સીધા માણસો, કે જેઓ જાણે કેવી રીતે અને કેવા લાલચમાં આવી ખોટી સંગતમાં ફસાઈ ગયા છે.

Real Patidar